# ાપંચી પતિવ્રતા ( ચાન )

## ભોળો ભરથાર.



વિલાયતી દવાખાનામાં અને ઢોંગી ભુવા જતીઓમાં
સેંકડો રૂપીઆ ખરચી
નીરાશ થયેલી સ્ત્રીઓને માટે આશાનુ સોનેરી કીરણ

# ગર્ભસુધા.

નામની દવા દૈવી **અમૃત** સમાન છે. કદી **બાળક** ન થયું હોય, એક વખત **બાળક** થયા પછી **બાળક** ન થતા હોય, અધુરા માસે ગર્ભસ્રાવ થતો હોય, મૃત **બાળક**ના જન્મ થતો હોય, તો **ગર્ભસુધા** વાપરો.

**ગર્ભસુધા**નું સેવન ટુંક સમય કરવાથી ( નાની-મોટી તમામ ) નીરાશ થએલી સ્ત્રીઓને **બાળક**ની જરૂર **પ્રાપ્તિ** થાય છે. **કીંમત ફક્ત સાત રૂપીઆ.**

**ગર્ભસુધા** વાપરવા છતાં બાળકની પ્રાપ્તિ ન થાય તો પ્રતિજ્ઞા પુર્વક પૈસા પાછા આપવામા આવશે.

ગરીબ માણસના પાસેથી ફક્ત બે રૂપીઆ ધર્માદાખાતામા લેઈ દવા આપવામા આવશે.

મળવાનું ઠેકાણું:-

## જાદવ ફાર્મસી.

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે.

મુ. નડીઆદ.

# પ્રપંચી પતિવ્રતા-

(યાને)

# ભોળો ભરથાર.

—: લેખક :—

શ્રીયુત કવિ જોઇતાભાઇ ભગવાનદાસ.

( મુ-અનારા ) પાસેથી સર્વ હક્ક ખરીદ કરી.

છપાવનાર.

બુકસેલર જદુલાલ નારણદાસ.

ઠે. સ્વામી નારાયણના મંદીર પાસે. મુ. નડીઆદ.



આવૃત્તિ ૩ પ્રત ૩૦૦૦ સં. ૧૯૮૧

કીંમત ચાર આના.

ઉમરેઠ સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ
ત્રીવેદીએ પ્રકાશકને માટે છાપી.

વૃદ્ધ રામશંકર અને તારા



રામશંકર-વ્હાલી હું જાઉં છું. તારા મને કોને આશરે મૂકીને?

(૩)

## રાજપુત અને તારા



પછી તે રાજપૂતે વાઘને મારી ભયભીત તારાને પોતાની બાથમા લીધી

## વાંચવા લાયક ઉત્તમ પુસ્તકો.

# પ્રપંચી પતિવૃતા.

રામશંકર— (ગઝલ)

અરે વ્હાલી અકાળે હું, તુને મુકીને જાઉં છું
તજી જાતાં જીગર તલપે, અહિંછે ઓથ કોની તું. ૧
ગરીબી આવી છે પુરી, હવે છે એક ના આરો
જવા પરદેશમાં આજે, થયો વિચાર છે મારો, ૨
કમાણી કંઇ કરી લાવું, પછીથી ઘેર હું આવું
પછી દીનો બધા સુખે, મહામોજે વિતાવીશું. ૩
મુને વ્હાલી રજા દેને, ગરીબી હાલ મારો જે
મીટાવી હું દઉં તેને, કહે વિચાર તારો જે. ૪

તારા મૂકી શું આમ ,જાઓ છો, નીરાધાર શું ધારીને
દશા શું થાય તો મારી, વદો વ્હાલા વિચારીને. ૫
ઉછળતી વેલ ના વળગી, પડે ત્યાં પય તણા વાખા
કહો કેવી રીતે વ્હાલા, વધે એ વેલની શાખા. ૬
કહોને આશરે કોને, મુકીને આમ જાઓ છો
પ્રમાણીક કો પરે વ્હાલા, બધો વિશ્વાસ લાવો છો. ૭

રામ૦—અરે મુજ મીત્ર છે પ્યારો, રમણપંડયા તણા નામે
સુંપી હું તેહને જાઉં, પુછી તું ચાલજે તેને ૮

તારા— સીધાવો ઓ પતિ પ્યારા, તમારી આ હવે દારા
પતિવૃતના બધા ધારા, દુખી થઇ સાચવે સારા. ૯

કર્તા—ગયો છે રામજી રોતો, વિદેશે રે કમાવાને
નથી ઇલાજ કો જડતો, વિરહ વ્હલી સમાવાને ૧૦

# પૂર્વ વૃતાંત.

કર્તા—સરીતા સરસ્વતી તીરે, વળી છે શહેર સીધપુરે
હતો ત્યાં રામજી નામે, જનમીઓ વિપ્રના કુળે ૧૧
કુંવારી જીંદગી જાતી, અછત કન્યા તણી જેથી
મળે પૈસો નહિ પુરો, ન પરણી તે શક્યો તેથી. ૧૨
નિશા પડતી હતી જ્યારે, તહાં ઉદગાર તે કાઢે
રામ૦—સુનુ સમશાન સમ ઘર છે, મુને નારી વિના ભાસે ૧૩
અકારી જીંદગી વાંઢા, તણી તો જગતમાં સૌથી
લુખુ ભસે જીવન મારૂં, બળેલું વન દીસે દવથી. ૧૪
થઇ મોંઘી પડી મુને, હવે તો લાલ ચીંદરડી
પલાયન પણ થઇ હાવે, તજી વિશ્વાસ ઉંદરડી, ૧૫
ઓઓ ના ઝાંખતી જરીએ, તજી મારો ભરોસોએ
હવે શું એમને ભાસ્યું, થતા અંતર વિચારો એ. ૧૬
રણુ ને હું દળુ હાથે, કરૂં ખાવા અરે પણ હું
ન પાણી કો ભરી આપે, અસુરે પાણી ભરવાનું. ૧૭
સમારી સાધનો રાખ્યાં, મુશળ ને ખાણીઓ ઘંટી
છતાં ના કો ધકુ ધીરે, કહે મુને ગયો વંઠી. ૧૮
વશું કીધા બધા ભેગા, લઇને કોઇ પરણાવો
ફરૂ નારી વિના હું તો, વિના લંગોટનો બાવો. ૧૯

અરે આમલ વિષે વાંઢા, તણીતો જીંદગી ભુંડી
મળે ના જો અહિં નારી, વરૂ નારી ચીતા રૂડી. ૨૦
કર્તા—કહાડી એમ ઉદ્દગારો, અરે એ રામજી રડતો
કરી સ્ત્રી સુખની યાદી, અરે એ રોજ કળકળતો. ૨૧
યુવાની ગઇ બધી વીતી, વિચારે હાય શું થાશે
તજી આશા બધી તેણે, હવે શું હાય પરણાશે. ૨૨
પ્રભુની છે કૃતિ ભારી, મહા ગરજુ અરે ધારી
મળ્યો જર લોભી કો એને, ગયો આપી અરે નારી. ૨૩
હવે એ રામશંકરે, તબેલા સાફ તો કીધા
રળેલા ભવ તણા પૈસા, લઇ કન્યા બધા દીધા. ૨૪
હતી સૌરાષ્ટની કન્યા, પુરાં એ વર્ષ પંદરની
ઉંમર છે રામજી કેરી, કંઇ ચાળીશ અંદરની. ૨૫
હતી એ નામની તારા, સુકોમળ અંગની બાળા
કરે યોવન તણા ચાળા, સ્વરૂપે સુંદરી દારા. ૨૬
ઘરેણાં પહેરવા માગે, પતિ પાસે અનુરાગે
પતિને રોજ રંજાડે, સુખો સંસારનાં માગે. ૨૭
પતિની ગઇ જુવાની છે, ધીમા આવેશ અંતરના
નથી પૈસો પુરો પાસે, પુરે શું કોડ અંતરના. ૨૮
હતાં વાંઢાઇમાં સુખો, પળ્યાં પરણ્યા પછી તેતો
હવે નારી અકાળી છે, સુખી વાંઢા રહ્યા તેતો. ૨૯
બિચારી રામશંકરે, જવા પરદેશમાં ધાર્યું
રળી લાવી પછી તારા, મનાવા આજ વિચાર્યું. ૩૦

હવે તારા તણી માગી, રજાએ રામશંકરે
ગયો પરદેશમાં પોતે, અતિશે મન ઉચાટે. ૩૧

## તારાની તાલીમ

હવે તારા રહી અહિંઆં, અકેલી આપ આવાસે
પતિ પરદેશમાં પોતે, ગયા લાંબી ધરી આશે. ૩૨
અનેરૂ આજ યોવન તો, હતું તારા તણું ખીલ્યું
શરદ ચંદ્રના તેજે, ખધુ જાણે હતું ઝીલ્યું. ૩૩
સુકોમળ અંગ તેનું તો, હવે પુલકી રહ્યું અજે
મદન વિરહે પતિ ઝંખે, પતિના પ્રેમની કાજે. ૩૪
નથી ખાવા પીવા ગમતું, નથી શૃંગાર પણ ગમતા
નથી સુખચેન કંઇ પડતું, નથી વિચાર કંઇ સમતા ૩૫
બની એ બાવળી બાળા, કરે વિરહાનળે ચાળા
પ્રતિદીન બારીએ બેસી, કરે કામાતુરી ચળા. ૩૬
જતા રસ્તે નરો ન્યાળી, બુજાવે આગ અંતરની
વળી નિશા પડી જ્યારે, સળગતી જ્યોત અંતરની. ૩૭
મુંઝાતી આમ એ લલના, સમાવે શોક અંતરના
મદનના મારથી ઝુરી, સમાવે તાપ તે તનના. ૩૮
મદન જ્વરમાં ઉનાં આંસુ હવે તારા નીગાળે છે
રટી પીયુ પીયુ પોતે, દીનો દુખેથી કાઢે છે. ૩૯
હતી તારા તણી સ્થીતિ, અરે આ વખ્તમાં આવી
તહાં એક નામની રેવા, થવા સહીઅર તહાં આવી. ૪૦

હતી અહિં એકલી તારા, થયો સહવાસ રેવાનો
પ્રતિદીન પ્રેમથી વર્તે, દીસે જ્યમ સ્નેહ બેનોનો. ૪૧

## રેવાની ઓળખ.

હવે રેવા તણી હીસ્ટ્રી, સુણી વાચક જરા લેશો
સુણી એકાગ્ર ચીતેથી, મુને કહેવા જરા દેશો. ૪૨

હતી એ વિપ્રની જાતે, ઉમર છે હાલ બેતાળી
વળી ઉચા કુળે જન્મી, પીતાએ પ્રેમથી પાળી. ૪૩

પીતાએ બાળ લગ્નોથી, અરે તેનેજ પરણાવી
પુરૂ ના બોલવા શીખી, છતાં હેત્રાતણે આવી. ૪૪

રહી પરણેત વરસો બે, પતિ સ્વર્ગે સીધાવ્યો છે
રહી એ બાળ રંડા ત્યાં, પતિ સ્વર્ગે સીધાવ્યો જ્યાં ૪૫

થઇ વીશ વર્ષની ઉંમર, પીતા માતા પળ્યાં સ્વર્ગે
હવે રહી એકલી રેવા, સ્વછંદે આજ તે વીચરે. ૪૬

પીતા માતા હતાં ત્યાયે, વળી વંઠી હતી મુળની
વ્યભિચારે વળી પોતે, તજી મર્યાદ એ કુળની. ૪૭

ગઇ ઉમર બધી એમાં, હવે વૃદ્ધા થવા આવી
હવે ઢીલાં પડયાં ગાત્રો, હવે વૃદ્ધા થવા આવી. ૪૮

બધો ધધો પડી ભાગ્યો, દલાલુ તે કરી ખાતી
દલાલણ નામથી રેવા, હવે એ છેજ ઓળખાતી. ૪૯

## સહીઅરની શીખામણ.

દલાલી માટે એ રેવા, અહિં તારા કને આવી.
બની સહીઅર હવે સાચી, દીધી તારાને ભરમાવી. ૫૦

રેવા—કહે રેવા સુણો તારા, નઠારા હાલ છે તારા
પતિ પીટયો પડયો પંથે, દુખી તું છે હવે દારા. ૫૧
જુવાની જાય છે તારી, પતિ વિના અકારી આ
હવે કંઇ યાર સોધી લે, સફળ જીવ્યું કરી તું જા. ૫૨
તારા—અરે બેની કહ્યું સાચું, પતિ વિણુ દેહ આ બાળું
નહિ રસ્તો મુને સુઝે, ઝુરીને દીન વિતાવું. ૫૩
મતિ ના પહોંચતી મારી, સખી એ કામમાં કેમે
નથી પરનર કદી સેવ્યો, દીધાં હથીઆર છોડી મેં. ૫૪
રેવા—સખી શોચીશ ના હવે, છબીલો યાર લાવું છું
રમે તું રંગથી રોજે, સખી ના હામ હારીશ તું. ૫૫
તારા—અરે ઓ બેન પણ એમાં, વળી વાંધો નડે એવો
ગયા સોંપી પતિ મુને, હતો જે મીત્ર પોતાનો. ૫૬
રમણુ પંડયા તણા નામે, વસે છે શહેર સીદ્ધપુરે
ચીકીત્સા માહરી રાખે, વસે છે તે છતાં દુરે. ૫૭
રેવા—હજારો છે રમણ બેઠા, ભમાવી તેમને નાખું
તજી ફીકર સખી મારી, ગણીને સત્ય હું ભાખું. ૫૮
કર્તા—દિલાસો દઇ ગઇ રેવા, હાં એ યાર લેવાને
અહિં ઉમેદથી તારા, રહી છે વાટ જોવાને. ૫૯
બધું એ યારને માટે, પ્રીતિ સત્કાર કરવાને
કરી તૈયાર તો રાખ્યું, પ્રીતીનું પાન કરવાને. ૬૦
વીત્યાં એ દીનને રાત્રી, વિચારો કંઇ ઘડે તારા
બીજે દીને સવારે ત્યાં, વળી આવી તહાં રેવા. ૬૧

અરે લાવી હતી સાથે, વળી ત્યાં ચાર તારાનો
હતો સોની તણી જાતે, વળી એ ચાર તારાનો. ૬૨
રેવા—બતાવી ચાર તારાને, વદી રેવા વળી ત્યાં તો
સ્વીકારી ચારને તું લે, હવે તો ભાવથી ભેટો. ૬૩
કર્તા—કરીને ગોઠડા એવી, હવે રેવા ગઇ ચાલી
રહ્યાં સોની અને તારા, ગઇ રેવા હવે ચાલી. ૬૪

## પ્રપંચ જાળ પહેલી.

હવે તારા તણાં ગાત્રો, ગયાં કંપી મદન મારે
રહી આડું ઉભી જોતી, ચઢી એ સુંદરી ચાળે. ૬૫
મદન ઘેલો હતો સોની, પુંરી કંદર્પની મૂર્તિ
છટામાં એ છબીલો છે, લગાવી સ્નેહની સુરખી. ૬૬
હતી તારા ઉભી આઘી, જઇને ત્યાં અડયો તે તો
રસીલી શું રીસાયે છે, કહીને કંઠ તે વળગ્યો. ૬૭
તજીને શર્મ એ તારા, અહો વહાલા તમે મારા
કહીને કંઠ વળગી તે રસીલા પ્રેમથી પ્યારા. ૬૮
મળ્યાં આશક અને માસુક, દઇ આલીંગને ભેટી
ગુજારી તે નીશા પ્રેમે, રસીલા યારને ભેટી. ૬૯
સતી રહેવા તણી આશા, પતીને તેં દીધી પ્રેમે
પ્રભુ બદલો તને દેશે, ચળે શું આજ તે નેમે. ૭૦
પહયોને પાથર્યો રહેતો, હવે એ ચાર તારાનો
ગૂજે છે દીન તે જાતો, સુવા આવાશ તારાનો. ૭૧

## મિત્રની ફરજ અને કેદમાં તારા.

વિગત આ જે હતી બનતી, રમણ ના જાણતો તેતો
હવે ધીમે ધીમે આવી, રમણ કાને બધી વાતો. ૭૨
ચઢાવી ક્રોધ અંતર તે, વદયો એવી અરે વાણી
ગયો મુજ મિત્ર પરદેશે, ફરે શું નામપર પાણી. ૭૩
ગયો સોંપી મુને નારી, સહન હું ના કરૂં તેથી
બધો એ ભેદ હું પકડું બુઝાએ દાઝ આ તેથી. ૭૪
પુરી ખાત્મી મગાવીને, રમણ રાત્રે ગયો ત્યાં તો
હતી પોલીસ પણ સાથે, સજીને તે ગયો ત્યાં તો ૭૫
ખુણે જઇને છુપાયો છે, વળી પોલીસ છે સાથે
તહાં સોની અને તારા, મળ્યાં એ સ્નેહથી બાથે. ૭૬
રમણની આંખમાં ખટક્યું. અરે આ દ્રશ્ય જોઇને
ભીષણ તે નાદથી પોતે, વદ્યો ત્યાં બહાર આવીને. ૭૭
પીશાચો કૃત્ય આ કુડું, અમે નજરે નિહાળ્યું છે
હવે હું ના તમો છોડું, નજરથી જેહ ભાળ્યું છે. ૭૮
સુણી સિપાઇ ત્યાં આવ્યા, તહાં બાંધી લીધાં બેને
ગયા સિપાઇ દોરીને, પુરી દીધાં જઇ જેલે. ૭૯
રમણ નિજ ઘેર તો જઇને, હવે સંતોષથી સુતો
સવારે આપશું શિક્ષા, વળી વિચાર તો તેનો. ૮૦
હવે અહિંયાં થયું શું છે, ગયાં તારા અને સોની
પડી રેવા હવાલાતુ ને, ખરેખર છે ખબર તેની. ૮૧

# રેવાનું કપટ પરાક્રમ.

પરાક્રમ શું કરે રેવા, વિચારો વાચકો આજે
ઉઠી નિજ ઘેરથી રેવા, ગઇ ઘર સોનીનું જ્યાં છે. ૮૨
હતી સોની તણી નારી, જગાડી રાત્રીએ તેને
વદી ધીમે રહી પોતે, કરી ભીના સજળ નયને. ૮૩
રેવા—અરે શું બાઇ ઉંઘો છો ? પતિ તમ આજ પકડાયો
પડયો જેલે અરે હમણાં, ફસાયો પણ હતો ડાહ્યો. ૮૪
સોનારણ—સુની સોની તણી નારી, સફાળી કુટતી ઉઠી
પતિવીણ હું મરૂં આજે, વિધાતા શું હવે રૂઠી. ૮૫
અરે બેની મુને કાંઇ ઉપાયો જો બતાવો તો
દઉં ઇનામમાં કંઠી, ઉપાયો કંઇ બતાવો તો. ૮૬
રેવા—સબુરી રાખ ઓ બેની, હજુ ઉપાય છે હાથે
તજી ભીતિ હવે તું તો, ધીમેથી આવ મુજ સાથે. ૮૭
લઇ લે નોટ તું સોની, ભરી લે થાળમાં ભાતુ
સજી શણગાર તું સોળે, હવે એ જેલમાં જાતું. ૮૮
હશે દરવાન બેઠો જે, અરે ત્યાં નોટ આ દેજે
પછી તુંને શિખાવું જે, ધીમેથી વાત એ કહેજે. ૮૯
કહેને ત્યાં જઇ એવું, પતિ મારો પડયો જેલે
પતીવ્રત હું કરૂં નારી, જમુ ન હું પતિ પહેલે. ૯૦
દયા લાવી મને માટે, જવાદો જેલમાં આજે
જમાડી નાથને આવું, જવાદો વ્રતતણા કાજે. ૯૧

વળી કહેજે ભૂખી હું છું, અરે સાહેબ દિવસની
જવાદો જો દયા લાવી, કરીને રહેમ આ દીનની. ૯૨
જવા દેશે પછી તુજને જઇ મળજે પતિ ત્હારા
પતિ તું જ સાથ જે નારી, કહી બોલાવજે તાર. ૯૩
બધાં કપડાં ઉતારાવી, પહેરી તું બધાં લેજે
તહારાં તેહને દેજે, વળી મુજ નામ દઇ કહેજે. ૯૪
પતિ તું સાથ જઇ રહેજે, અહીં તારાને મેકલજે
લઇને થાળ તે આવે, વળી સાવધપણે રહેજે. ૯૫
કર્તા–શિખાવી મોકલી એવું, ગઇ સોની તણી નારી
જમાદારે જતા રોકી, ધરી હિંમત વદી નારી. ૯૬
શિખવ્યા શબ્દ જે રેવા, વદી જે નોટ મૂકી જ્યાં
જવા દીધી જમાદારે, ધીમેથી નોટ મૂકી જ્યાં ૯૭
ગઇ નારી જહાં જેલે, ઉતારી આપીઆં કપડાં
લીધા તારા તણાં પહેરી, પતિની સાથ બેઠી ત્યાં. ૯૮
લઇને થાળ તે તારા, કરી ખલી વળી પાછી
ઘુંઘટ લાંબો ઘણો ખેંચી, વળી ઉતાવળે પાછી. ૯૯
નિકળતાં ના જમાદારે, પૂછ્યુ કે ના રહ્યા રોકી
મરીને જર તણા જોરે, રહ્યા નીચી કરી ડોકી. ૧૦૦
ગઇ તારા મળી રેવા, અતિ આનંદમાં આવી
ગઇ ત્યાંથી પછી સુતી, અરે નિજ ઘેર તે આવી. ૧૦૧
રવિ ઉગ્યો સવારે જ્યાં, રમણ આવ્યો કચેરીએ
દીધી ફરીઆદ નોંધાવી, રમણ આવી ફરીએ. ૧૦૨

હતો જે જેલમાં સોની વળી તારા હતી સાથે
કચેરી માંહી લાવ્યા છે, કડી ઘાલી હવે હાથે. ૧૦૩

# ચોર કોટવાળ ને દંડે.

સોની–ઉભાં ત્યાં બેઉને રાખ્યાં, જવાબો પૂછવા માંડયા
વધો સોની તહાં ત્યારે, ગુન્હા કરવા અમે માંડયા. ૧૦૪
નથી આ રાજ્યમાં નિતિ, હવે અમથી ન રહેવાયે
વગર વાંકે જો એ દંડે, નહિ એ કે'ર સ્હેવાએ. ૧૦૫
હતો મુજનાર સહ સુતો, અરે આ વાસ મ્હારાએ
તહાંથી રે મુને પકડયો, ઉભા છે શત્રુ મારાએ. ૧૦૬
રહે નિજ કંથ ને નારી, ગણાયે જો ગુનેગારી
હશે જો ન્યાય એવો તો, બધી આલમ ગુનેગારી. ૧૦૭
નથી આ રાજ્યમાં રહેવું, ઇજત જો આમ લુંટાએ
નથી આ રાજ્યમાં કહેવું, કદી જો શાહ દંડાએ. ૧૦૮
કર્તા–સુણી આ વાત કેદીની, મુંઝાય ન્યાયના કર્તા
અજાયબ જોઇને થાતાં વિચારો કંઇ કંઇ કરતા. ૧૦૯
મૂકયાં ન્યાયાધીસે છોડી, રમણને દેઇને ઠપકો
રમણ વીલા મુખે ત્યાંથી પડી ભાંઠો ગયો અદકો. ૧૧૦
ગૃહે જઇને વિચારે છે, થયું અપમાન જે ભારે
રમણ–હવે શું હાયરે કરવું, બળ્યું આ જીવવું મારે. ૧૧૧
મુને ગઇ છેતરી નારી, દઇ તાળી સીધાવી તે
લઇ અપમાનનો બદલો, કર્યું જીવ્યું સફળતા મેં. ૧૧૨

જગતમાં કામીઓ કેમે, કદી છુટાં નથી પડતાં
કદાપી દેવ દેવીના, ન તેને બંધનો નડતાં ૧૧૩
લગન લાગી અરે એવી, અહા સોની સહે તારા
ન સોની સેજમાં છોડે, અનીશે કષ્ટમાં તારા ૧૧૪
લખીને રામશંકરને, ખબર હું પત્રથી આપું
અહીં ખાત્રી ખરેખર હું, ખરા જીગર થકી રાખું. ૧૧૫
કર્તા–જણાવ્યું મિત્રને પત્રે, અહીં જે જે બન્યું છે તે
વળી તેમાં લખ્યું એવુ, હજુએ સાચવ્યું છે મેં. ૧૧૬
કરીને જાપતા રાખ્યો, રમણલાલે એ તારાનો
નહિ કંઇ દાવ તો ફાવે, હવે સોની બિચારાનો ૧૧૭
ઘણા મારે હવે આટા, અરે રેવા દલાલણ ના
તથાપી દાવ ના આવે, વળી સોની ઘણો ડરતો. ૧૧૮

## અબળા કે સબળા.

અહિ તારા તણી જ્વાળા, વિશેષ સળગતી રહેતી
નિસાસા નાખતી રો'તી, નહિ તે કોઇને કહેતી. ૧૧૯
તારા–વદી ઉદગાર અંતરના, હવે દે શ્રાપ સોનીને
અરે ઓ બાયલા સોની, ગયો શું આજ છોડીને. ૧૨૦
પ્રથમથી ના વિચાર્યું મે, કરી સોની તણી યારી
ભલે ચોરી કરી જાણે, નહિ પણ તેહની જારી. ૧૨૧
કદાપિ મર્દ જો કો હો, નહિ કોને ગણે તે તો
હિવાલો છો રહી આડી, ખરેખર વજ્રની તેતો. ૧૨૨

ભલે તે ખાઇ સાગરની, નીરેથી ઘુઘવી રહેતી
તથાપી સ્નેહની રીતી, ન ઢાંકી તો છતાં રહેતી. ૧૨૩
દલાલણને કહ્યું જઇને, જુઠી સોની તણી ચારી
છબીલો લાવકે સ્નેહી જુવાની જાય છે મારી. ૧૨૪
રેવા–દલાલણ તો વદી ત્યારે, ફીકર તું છોડજે બહેની
છબીલો વર હું લવું, મળી છે ભાળ તો તેની. ૧૨૫
અહિં અધ ગાઉના છેટે, શીવાલય એક છે ભારે
વળી એ ઘોર જંગલ છે, જવું ત્યાં તો પડે તારે. ૧૨૬
તુંને ત્યાં ..ર તો મળશે, હમેશાં જાય જો એની
ખરો રજપુત છે એતો, દીશે જોડી ખરી બેથી ૧૨૭
લઇ ઘોડી તહાં આવે, તુંને તે અંતરે ભાવે
લઇ પુંજા તણી વીધી, જજે શીવાલયે હાવે. ૧૨૮
અનેરી મોજ ત્યાં માણો, દુઃખી ભવ સ્વર્ગને જાણો
ન કો ત્યાં માનવી આવે, વિના એ રાજવી રાણો· ૧૨૯
છતાં ફીકર થતી મુજને, જશે શું એકલી તું ત્યાં
વિકટ જંગલ તણો રસ્તો, વરૂ ને વાઘ પણ છે જ્યાં, ૧૩૦
કહે તુ જઇશ ત્યાં બેની, ખરેખર હામ ભીડીને
ખરેખર સુખ ત્યાં મળશે, જશે જો જાત પીડીને ૧૩૧
તારા-વદી તારા તહાં વાણી ફીકર મુને નથી એની
બધાં નંદન વનો જેવાં, નિહાળું જંગલો બેની. ૧૩૨
વરૂ ને વાઘ પણ મારે, ખરેખર શ્વાન જેવા છે
ગણું હું યાર મારાને, અરે મુજ ઇષ્ટ દેવા છે. ૧૩૩

કરૂ કષ્ટો સહન સરવે, મરૂ હું યાર ને માટે
ધરૂ હું ધ્યાન પ્રેમીનું, કરૂ હું સ્નેહને માટે. ૧૩૪

કર્તા—સુણી રેવા થઈ રાજી, વચન તારા તણાં એવાં
વિચારી ઘેર ગઇ રેવા, ઘડીને ઘાટ એ એવાં. ૧૩૫

બીજે દીને સવારે તો, ઉઠીને તારા હવે હરખે
ઉમંગે યારને મળવા, જીગર તેનુ ઘણું તલશે. ૧૩૬

સમારી સાધનો કીધાં, બધાં તૈયાર લેવાને
સજ્યા શણગાર તો સોળે, પ્રભુની બાર લેવાને. ૧૩૭

કરી તયાર થાળીને, ભરી પુંજા તણી વિધિ
વળી હથીયારમાં તેણે, કટારી સાથમાં લીધી. ૧૩૮

હવે દશ વાગતાં તારા, ગૃહેથી નીકળી પોતે
મહી પાડોશીને ચાલી, હજારો લોકને જોતી. ૧૩૯

તારા—કહ્યું પાડોશીને એવું, પતી પરદેશમાં વિચર્યો
ખબર ના આવતી કઇએ, છતાં પત્રો ઘણા પ્રેર્યા. ૧૪૦

હશે જીવતા પતિ મારા, પડયો અંદેશ અંતરમાં
કરૂં હું વૃત હવે રોજે, જઇ મહાદેવ મંદીરમા. ૧૪૧

સતિને છે પતિ પ્યારો, પ્રભુથી કંઇક તો મોટો
પતિ વિના સતીનો તો, બધો સંસાર છે ખોટો. ૧૪૨

વિચારી અંતરે એવું, જવું મહાદેવ મદીરે
ખબર તું રાખજે ઘરની, જઉં હું સરસ્વતી તીરે. ૧૪૩

## શીવાલયમાં યારનો મેળાપ.

**કર્તા—કહીને એટલું ચાલી, લીધો રસત્તા તહાં ઠાલી**

ધરી મરદાઇ તે નારી, છકીને છાકમાં ચાલી. ૧૪૪
બધું જંગલ વટાવીને, હવે શીવાલયે આવી
નજર નાંખી દુરેથી તો, ગયો છે યાર તો આવી. ૧૪૫
બધી નીશાનીઓ રેવા, તણી તો યારને મળતી
તપાસી તે બધી લીધી, દીધી થાળી જઇ વળતી. ૧૪૬
લઇ એ યાર રામાના, કરી શીવલીંગની પુજા
યાર–પછી તે યાર ત્યાં બોલ્યો, રસીલી આવ ના મુંજા. ૧૪૭
કહીને કંઠ તે વળગ્યો, મધુરી મેનકા મારી
અતિ દુગ્ધા અને દુઃખો, ભુલાવે આ છબી તારી. ૧૪૮
રસીલી આવજે રોજે, અહીં આનંદથી રમશું
મધુરાં લાવજે ભોજન, અહીં આનંદથી રમશું. ૧૪૯
અહીં ના બીક કોની છે, વરૂ કે વાઘ વનચરની
અહીં તો આણ મારી તો, નજર ના કોપડે નરની. ૧૫૦
ક–ી–કરી આનંદની ગોષ્ઠી, રમ્યો રતી રંગમાં સહેજે
પછી વિદાય માગીને, વળી તારા કહીને તે. ૧૫૧

## આફતમાં તારા

હવે એક દીનના યોગે, ગૃહેથી નીકળી તારા
ચલા યારને મળવા, શજી શણગાર તો સારા. ૧૫૨
વિકટ જંગલમાં જઇ પહોંચી, નહિ ત્યાં કાઇનો વાસો
હતાં કોતર અને ઝાડી, જહાં છે વાઘનો વાસો. ૧૫૩
થયું તું યારને મળવા, ઘણું મોડું અરે તેથી
અતીશે વેગથી જાતી, હતી તારાએ ગભરાતી. ૧૫૪

તહાં એક ત્રાડ મારીને, ગુફાથી કેશરી નીકળ્યો
દબાવા ચોટમાં તારા, ગુફાથી કેશરી નીકળ્યો, ૧૫૫
નિહાળી કેશરી તારા, ભુલે છે ભાન હૈયાનું
થઇ શાબવત્ તહાં ઉભી, ધરીને ધ્યાન મૈયાનું. ૧૫૬
ન રહી શાન કે શુદ્ધી, વળી બુદ્ધી બની બુઠી
મીચાયાં નેત્ર તો ડરથી, થઇ ગઇ દેહ તો જુઠી. ૧૫૭
તરાપે કેશરી જ્યાં તો, લગી ગોળી કપાળે છે
સીધાર્યો કેશરી સ્વર્ગે, ન તારા તેહ ભાળે છે. ૧૫૮
અવાજે ઉઘાડયાં નયનો, મરેલો કેશરી દીઠો
અચાનક આમ ઉગારી, મધુરો કોણ એ મીઠો. ૧૫૯
નજર ચોપાસ ફેંકીને, નીહાળે નાર નખરાળી
તહાં તો દૂરથી આવે, ખુશી થઇ યારને ભાળી. ૧૬૦
નિકટ જ્યાં યાર તે આવ્યો, કહી વલ્લભ પડી ભેટી
યુગલ ભુજ પાશમાં પેસી, ઘણી વારે રહી છેટી. ૧૬૧
થયું કૌતક તહાં મોટું, વિચારો વાંચકો મારા
રમણના પત્રથી પોતે, હતા તે રામજી આવ્યા. ૧૬૨
વિદેશેથી ઘરે આવી, ગયા નીજ મિત્રને ગૃહે
રમણને રામજી પોતે, ગયા છુપા રહી ગૃહે. ૧૬૩
ગૃહે તારા નહિ દીઠી, લધું પાડોશીને પુછી
શીવાલયનો લીધો રસ્તો, બધું પાડોશીને પુછી. ૧૬૪
હતી ભુજપાશમાં તારા, અરે જ્યાં યાર પોતાને
રમણને રામજી ત્યાં તો, તહાં આવ્યા છે જોવાને ૧૬૫

રમણુ–રમણ હરખી વદ્યો ત્યાંતો, જુઓ આ રામશંકર તું
નિહાળો નેત્રથી પોતે, કરોતો નાકરોનો શું ૧૬૬
હવે હું જાઉછું ચાલી, તમોને આજ બતલાની
મુને જોશો કદી તારા, રહે તે રીશ તે લાવી. ૧૬૭
રામ૦–છતો થઇ બૂમ મારી છે, અરે તારા અરે તારા
હજારો ધીક છે તુજને, કરેશું કૃત આ કાળાં ૧૬૮
કર્તા–પતિના સુરને પરખી, ભણાવી ચારને દીધો
પતિ પાસે જહાં આવે, પલાયણ ત્યાં કરી દીધો. ૧૬૯
કરીને ક્રોધ અંતરથી, અરે એ રામજી આવ્યો
વિવિધ વાણી તણા બાણો, ખરેખર કોપ વરસાવ્યો ૧૭૦

# તારાની બીજી પ્રપંચ જાળ

તારા–વદી ત્યાં હામ ધારીને, અરે તારા વિચારીને
પતિ શું આ વદો વાણી, મુને શું દુષ્ટ ધારીને. ૧૭૧
ન મેં ખોટું કર્યું પ્યારા, વિચારી અંતમાં જોશો
પતિવ્રતા પુરી હુંતો, બધો અદેશ તો ખોશો. ૧૭૨
રામ૦–વદ્યો ત્યાં રામજી રોશે, નિહાળ્યું મેં નજરથી જે
કરી ચતુરાઇનાં ચેનાં, કરે ખોટું ખરેખર તે. ૧૭૩
કહેજે હોય જે કહેવું, હવે છેલ્લી ઘડી સમજી
કરૂં હું ઘાટ તારો તો, બધું એ સત્ય આ સમજી. ૧૭૪
તારા–વદી તારા મીઠી વાણી, સુણો ઓ નાથ મારાતો
વિરહમાં આવતા સેજે, વિચારો એ તમારા તો. ૧૭૫

નહિ સંદેશ વહાલાનો, પતીનો પત્ર પણ કોદી
સતી શું સોખશે એવું, નહિ બનશે પતિ કોદી. ૧૭૬
હતું એવું બન્યું મારૂ, જીવન હું કેમતો ગાળુ
નિરાશા અંતરે આવી, થશે શોભાગ્ય શું કાળું. ૧૭૭
વિચારી એ બધુ વહાલા, અનુગૃહ શ્રાપનો લેવા
અહીં જંગલ વીશે આવી, જગાવ્યા શંભુતો દેવા. ૧૭૮
કરી પુજા ઘણા દીનો. કરી કાયર દીધા શંભુ
ડરાવી કેસરી રૂપે, કસોટી કાઢવા શંભુ. ૧૭૯
અરે આ કેશરી બીકે, મુકાવી એ ગયો નર કો
ભલું કરશે પ્રભુ તેનું, કર્યો ઉપકાર મુજપર તો. ૧૮૦
હવે તો નાથ મારાઓ, મુને મારો તમે હાથે
હતિ તમ દર્શનની ઇચ્છા, પુરાવી તે હવે માટે. ૧૮૧
કર્તા–અરે આ વેણુ તારાનાં, શુણીને રામશંકર તો
થયો છે હીમસો ઠંડો, બુજાવી લ્હાય અંતરતો. ૧૮૨
ગણી તારા સતી સાચી, ગૃહે તે સાચવી લાવ્યો
ગણે દેવી સમી નારી, રમણ ના પણ હવે ફાવ્યો ૧૮૩
અહીં તારા કરી ચાળા, પતિને રીઝવે રીતે
પતિવૃત દાખવે પુરૂં, સતિ થઇ રહે રૂડી રીતે. ૧૮૪
સતીનો ડોળ ઉપરથી, બધુંએ પોલ અંદરથી
પતી વહાલા કહી ભેટે, છતાં નહિ ભાવ અંતરથી. ૧૮૫
હશે જે કાગ રૂપાળો, ભલે ક્ષીર ભોજનો પીરસો
છતાં વિષ્ટા નહિ ત્યાગે, ગણીને માલ એ સરસો. ૧૮૬

સુકોમલ વસ્ત્ર જઇ આપો, અહા મરકટ કરે કોઇ
ફરીદે ચીથરાં ફાડી, ગણી ના કિંમતે કાંઇ ૧૮૭
હતું તારા તણું એવું, પતિ પ્યારો તજીને તે
અવર નર ઇચ્છતી પોતે, ગણીને એજ વલ્લભ તે. ૧૮૮

## તારાની ત્રીજી પ્રપંચ જાળ.

ગૃહે આવી હવે તેણે, મળી રેવા દલાલણને
બીજો ત્યાં યાર શોધ્યો છે, જતી તારા તહાંપણ તે. ૧૮૯
સુવાડી રામશંકરને, જતી તારા નીશાએ ત્યાં
હતી અર્ધી નીશા ત્યારે, જતી એ યાર તેનો જ્યાં. ૧૯૦
અનુક્રમ આમ ચાલે છે, તહાં ના કોઈનું ચાલે
ધણીએ છે ધણી રાજી, તહાં શું કાજીનું ચાલે. ૧૯૧
રમણલાલે બધું જાણ્યુ, કરેશું તે બિચારો ત્યાં
હવે વિશ્વાસ તારાનો, કહે છે રામશંકર જ્યાં ૧૯૨
રમણ–ખમાયું ના રમણલાલે, કહ્યું તવ રામશંકરને
વીરા વિશ્વાસ શું કરતો. પરીક્ષા કાંઇ તું કરને. ૧૯૩
જતી તારા નિશાએ તો, રસીલા યાર આવાશે
તુને નીંદ્રા મહી મૂકી, જતી જારી તણી આશે. ૧૯૪
સુણી વાણી રમણની આ, ચઢયો છે ક્રોધ અંતરમાં
વદ્યો ત્યાં રામશંકર તો, રમણ વિચાર અંતરમાં ૧૯૫
રામ૦–નહિ તારા કદી એવી, સતી સાક્ષાત છે સાચી
દીસે આની પરીક્ષામાં, મતી તારી હજુ કાચી. ૧૯૬

મને માની પ્રભુ પોતે, કરે સેવા સુચી ભાવે
વિચારો તેહના ખોટા, મુને સ્વપ્ને નહિ આવે. ૧૯૭
રમણુ—રમણુ આ સાંભળી વાણી, કહે છે રામશંકરને
સતી તારા ભલે જાણો, પરીક્ષા જા જઇ કર ને. ૧૯૮
સમી સાંજે સુતી વખતે, ઊંઘ્યાનો ડોળ તું કરજે
છતાં એ કાળજી રાખી, બધું એ ધ્યાનમાં ધરજે. ૧૯૯
પછી તારા જહીં નીકળે, પહેલો તુંજ નીકળજે
જતી તારા જહાં રોજે, તહાં પાછળ ધીમે જાજે ૨૦૦
ઉઘાડે દ્વાર જે ઘરનું, તહાં પહેલો જજે પેસી
પલંગ ત્યાં પાથર્યો રહેતો, નીચે તેની જજે પેસી. ૨૦૧
પછી શું થાય છે ત્યાંતો નિહળી આંખથી લેજે
છતાં જો હોય ખોટું તો, મને ઠપકો પછી દેજે. ૨૦૨
કર્તા—સુણી એ રામશંકર તો, ગયો છે ઘેર તો ત્યાંથી
જમી પરવારીને પોતે, સુતો નીસા પડી જ્યાંથી. ૨૦૩
ઉંઘ્યાનો ડોળ કીધો છે, સતીનો પાર લેવાને
છતાં ના જાગતો બોલે, સતીનો પ્રેમ જોવાને. ૨૦૪
ગઇ અર્ધી નીસા જ્યારે, પતિ ઉંઘ્યો હવે જાણી
કહી પતી ઓ પતી મારા, બોલાવ્યો સાદને જાણી. ૨૦૫
છતાં એ રામશંકર તો, મુખેથી ના વદ્યો વાણી
પતિ ઉંઘ્યો હવે પુરો, ગૃહેથી નીકળી જાણી. ૨૦૬
દીવો બુઝાવી નાખ્યો ને, નીકળવા જાય જ્યાં તારા
ઉઠીને રામશંકરે, ગણ્યા પહેલાંજ અગીયારા. ૨૦૭

ગૃહેથી નીકળી તારા, પછીથી દ્વારને વાસ્યું
દઇને બ્હારથી સાંકળ, ઉપર તાળુ વળી વાસ્યું. ૨૦૮
પછી નિર્ભય થઇ પોતે, સનમ સેવા મહીં ચાલી
ગઈ તે યારને પાવા, ભરીને પ્રેમની પ્યાલી. ૨૦૯
પહોંચી યારને દ્વારે, નિશાની ગુપ્ત આપી જ્યાં
ધીમેથી દ્વાર તે ઉઘાડયું, પ્રવેશ્યો રામશંકર ત્યાં. ૨૧૦
પલંગ છે પાથર્યો તેની, ગયો સંતાઇ તે નીચે
પછી તારા તહાં આવી, મદન મર્દન તણી મીસે. ૨૧૧
કર્યો પ્રકાશ દિવાનો, મદનનો બ્હાર લેવાને
પલંગે યાર સુતા છે, ગઇ ત્યાં ભેટ લેવાને, ૨૧૨
પલંગની જાય જ્યાં પાસે, છુપેલા રામશંકરને
ચરણુ તારા તણો અડકયો, પડયો છે વ્હેમ તારાને. ૨૧૩
ગઇ ચેતી તહાં તારા, વિચારી ત્યાં ઉભી પોતે
ઇસારો યારને કીધો, પછી વાણી વદી પોતે. ૨૧૪

## તારાનું પ્રપંચી સ્વપ્ન.

તારા–તમારે ઘેર આવી છું. અકેલી આજ નિશાએ
કર્યું મેં કામ જોખમનું, બધું એ નાથ આશાએ. ૨૧૫
નથી તમ ઘેર હું આવી, કરી વિચાર વ્યભિચારે
પતિ મારા જીવન આશે, કર્યું આ કૃત્ય અત્યારે ૨૧૬
ગઈ કાલે નિશાએ તો, મુને એક સ્વપ્નતો આવ્યું
ભયંકર નાદ સુણાવી, અરે મુજ કાળજુ બાળ્યું. ૨૧૭

મહાદેવી વધાં આવી, પતિ ભક્તિ સતી તારી
ખરી છે શ્રેષ્ટ સૌથીએ, કહુ વિચાર જે નારી. ૨૧૮
સતિ પચાળીના સતમાં, બધા એ પાંડવો પોતે
બળીને ભસ્મ થાતાંતાં, ઉગાર્યો ભીમસેને એ. ૨૧૯
અરે એવી રીતે તારા, અને તારો પતિ બળશે
હજુ પણ એજ ઉગરશે, વળી ઉપાય કંઇ કરશે. ૨૨૦
પૂછી મેં દેવીને જોયું, કંઇ ઉપાય જો આપો
પતિ મારો જીવે પોતે, બળે મારાં બધાં પાપો. ૨૨૧
વધાં દેવી પછી વાણી, પુછે શું તું ફરી જાણી
અવર નરના જજે ઘરમાં થશે શું સત્ય ધુળધાણી. ૨૨૨
શીયળ ના ભંગ તું કરતી, વળી આદેશ એ આપ્યો
અરે મેં એજ કારણથી, તમોને શ્રમ વળી આપ્યો. ૨૨૩
પતિ મારા હવે જીવશે, કહ્યું દેવી તણું કીધું
અવર નરના ગૃહે આવી, કરમ જોખમ ભર્યું કીધું. ૨૨૪
હવે હું જાઉં છું મારા, ગૃહે દેવી વચન પાળી
તમો ઘેર આજ આવેથી, ટકી આશા હવે મારી. ૨૨૫
કહીને એટલું જ્યાં તો, વળે તારા અરે ત્યાં તો
ચરણમાં રામશંકર તો, પડયો છે લોટતો ત્યાં તો. ૨૨૬
રામ૦–નયન ભીનાં કરી રડતા, વધો ત્યાં રામશંકર તો
અયે સાક્ષાત આ દેવી, ઉતારી આજ અંતર તો. ૨૨૭
સતી તારામતી જેવી, તુને તારા હવે જાણી
ચઢી તું દ્રૌપદી જે છે, સીતા જ્યમ રામની રાણી. ૨૨૮

પૂરો હું મૂર્ખ પામર છું, હજુ ના ઓળખી તુને
ગુનો મુજ માફ તું કરજે, રખેને શ્રાપ દે મુને. ૨૨૯
તજીને જાતની પરવા, તજીને ધર્મની પરવા
બધુંએ જીવ મુજ માટે, થઇ તૈયાર તું મરવા. ૨૩૦
પરિક્ષા આજ લીધી મે. ન રોશે તું કદી થાતી
ચઢાવ્યો હું ચઢયો આજે, ભરાઇ બીકથી છાતી. ૨૩૧

તારા-વદી તારા તહાં વાણી, અહો ઓ નાથ મારા તો
મને ચીંતા ન તેની છે, થશે શા હાલ મારા તો. ૨૩૨
તમારી દેહને આજે, પડયું છે દુઃખ જે કાજે
મને એ દોષ તો લાગે, કરૂ હું તેહને કાજે. ૨૩૩

કર્તા-કહીએ કંથને લઇને, અરે નિજ ઘેર તો આવી
રહ્યાં પત્નિ પતિ સંપી, રમણ ના ત્યાં શકયો ફાવી. ૨૩૪
હવે તારા વિચારે છે, પતિને વ્હેમ છે ભાસ્યો
તજગરા માહ્યરા લે છે, કરી વિચાર તે ખાસ્યો. ૨૩૫
હુંથી ના આમ રહેવાશે, દુખો આ કેમ સ્હેવાશે
બધુ ખાધું પીધું બાળી, મરૂં હું ચારની આશે. ૨૩૬
ગઇ તે પાસ રેવાની, કહી આ દુખની કહાણી
નીસાસા નાખતી બોલી, નયનમાં નીર તો આણી. ૨૩૭

રેવા-સુણી રેવા વદી વાણી, હજુએ હામ શું હારે
તુંને જોડી દઉં યારી, બધી ચીંતા પડી મારે. ૨૩૮
અહિંથી ઘેર તું જઇને, થજે ધીમે ધીમે માંદી
પતિ પૂછે કહેજે તું, થઇ છે વા તણી ચાંદી. ૨૩૯

પતિ તું મોકલી મુજને, વળી બોલાજે વહેલી
પછીથી ચાર તારાને, મીલાવી દઇ શકું વહેલી. ૨૪૦

# તારાની પ્રપંચ જાળ ચોથી.

કર્તા–સુણીને એટલું ચાલી, અરે તારા ગૃહે આવી
કરીને તાવનું ભ્હાનું, સુંવાળી સેજ બીછાવી. ૨૪૧

રામ૦–થયા દીન એકને બે તો, પૂછે છે રામશંકર તો
સલુણી શું થયું તુજને, થયો શો દોષ અંદર તો. ૨૪૨

તારા–વદી તારા સુણી વાણી, સલુણા શું વિચારો છો
થઇ ગરમી તણી ચાંદી, હવે તો શું વિચારો છો. ૨૪૩
બોલાવી લાવજો રેવા, દવા કંઇ તે બતાવે તો
સખી જીવજાન એ મારી, બોલાવો એજ આવે તો. ૨૪૪

કર્તા–વિચાર્યું રામશંકરે, મરી નારી જશે મારી
ગયો બોલવવા રેવા, અનેરા હીતને ધારી. ૨૪૫
હવે રેવા અહિં આવી, ગઇ તારા કને જ્યાં તો
મળ્યાં નયનો હસ્યાં બન્ને, કરી ગોષ્ટી છુપી ત્યાં તો. ૨૪૬

રેવા–બોલાવી રામશંકરને, પછી વાણી વદી રેવા
જરૂર પડશે હવે આજે, અનુભવી વૈદકો એવા. ૨૪૭
તમો અહિં સાચવી બેસો, જઇ હું વૈદ્ય લાવું છું
ફીકરના ના હવે કરસો, જઇ હું ઝટ આવું છું. ૨૪૮
કહીને તો ગઇ રેવા, સરસ કો વૈદ્યને લેવા
અહિંઆં રામશંકર તો, કરે તારા તણી સેવા. ૨૪૯

હવે રેવા ગઇ આવી, અનુભવી વૈદ્ય કો લાવી
જઇ ઘર વિષે વહેલી, દીધી તારાને બતલાવી. ૨૫૦

વૈદ્ય–કરી નાડી પરિક્ષાને, પછીથી વૈદ્ય તો બોલ્યા
અહોહો રામશંકર એક તમારાં ભાગ્ય તો ખોલ્યાં. ૨૫૧
ઘણો છે કેસ ગંભીર તો, ગયો છે હાથથી તે તો
હજુએ કંઇક સારૂ છે, મુને બોલાવ્યો છે તો. ૨૫૨
હવે ફીકર નહિ કરશો, સુધારૂ કેશ આ સ્હેજે
તમારા ભાગ્યના યોગે, અહિં હું આવ્યો આજે. ૨૫૩
કરૂ સુચના પહેલી હું, દવા ચાલુ કરૂં ત્યારે
પલંગની પાછળે બાંધો, વળી પડદો તમે જ્યારે. ૨૫૪
વળી હું એટલું કહુ છું. પથારી પાસના લાવો
વધે તમદર્શનને તે તો, ભુંડો છે દર્દના દાવો. ૨૫૫
પડે પરછાયો ના કોદી, તમારો એજ તારાને
મટે આ દર્દ ત્યાં સુધી, ભુલી જાજોજ તારાને. ૨૫૬

કર્તા–કહી 'હા' રામશંકર તો ગયો તે બ્હાર નીકળીને
ઉઠી બેઠી થઇ તારા, ખુશી થઇ યાર ભાળીને. ૨૫૭
ભળ્યાં બન્ને અતિ સ્નેહે, હવે એ વૈદ્યને તારા
ભણે છે રામશંકરના, બધા વિચાર તો સારા. ૨૫૮
રમી રંગે ગયો તારા, તણો તો યાર વૈદ્યજ જે
કહીને તે ગયો એવું, હવે તો આવશું સાંજે. ૨૫૯
ન જુવે રામશંકર તો, હવે તારાની સ્હામું તો
વળી એ રાખતો બાધા, કદી તારાને પામું તો. ૨૬૦

દવામાં મીષ્ટ શરબતો, હુમેશાં એ પીતી તારા
શીરો સોજી તણો ઉપર, હુમેશાં ખાય છે તારા ૨૬૧
હુવે તો ચાલતી ગાડી, અહાહા ? આમ તારાની
અરે પણ રામશંકરની, દશા બુરી બીચારાની. ૨૬૨
ગયો એક દીન તે તો છે રમણને ઘેર તો સાંજે
કરી વાતે બધી ઘરની, સુણી તે તો રમણલાલે. ૨૬૩
રમણ–કરી ક્રોધે થયો રાતો, રમણ આ વાત જાણીને
કહે છે મીત્ર મારાઓ, પડે શું કુપ જાણીને. ૨૬૪
સતી તું ધારતો સ્ત્રીને, પુરી વંઠેલ પણ એ છે
જરૂરે જાણજે તું તો, અરે સાચી ખરેખર છે. ૨૬૫
નથી આધી અને વ્યાધિ, ઉપાધી એક તારી છે
અધુરામાં પુરી માનો, ખરેખર મેખ મારી છે. ૨૬૬
કહ્યો જે વૈદ્ય છે સારો, ખરો એ યાર તારાનો
દવા બહાને કરે જારી, ન કર વિશ્વાસ દારાનો. ૨૬૭
રામ૦–સુણી આ રામશંકર તો, થયો ક્રોધે અતિ રાતો
વિચારી બોલતું ભાઇ, તજી ખોટી બધી વાતો. ૨૬૮
વિચારી બોલજે હાવે, જવા દઉં મીત્ર છું તેથી
નીકર તકરાર તો થાશે, તુને એ ટેવ છે તેથી. ૨૬૯
રમણ–રમણલાલે કહ્યું મારે નથી લેવા અને દેવા
ભલે ને ભાવથી ભાઇ કરોને તેમની સેવા ૨૭૦
કર્તા–સુણી આ રામશંકર તો, રીસાઇ ઘેર તો આવ્યા
સુતાં એકાંતમાં તેને વિચારો કંઇ થઇ આવ્યા. ૨૭૧

રામ૦-ખરૂં કહેવું રમણનું તો, હશે શું એ રીતે બનતું
પરિક્ષા હું કરૂં તેની, હશે શું એ રીતે બનતું. ૨૭૨

## તારાની તાવણી.

કર્તા-વિચારી એ રીતે સુતો, સવારે ઉઠતા પહેલાં
બધું એ કામ આટોપ્યું, થયો તૈયાર તે વહેલો ૨૭૩
પલંગે છે સુતી તારા, બધું નીરખાય એ રીતે
છુપાઇ તે ગયો ત્યાંતો, બધું જોઇ રહ્યો ચીત્તે. ૨૭૪
તહાં તો વૈદ્ય આવ્યો છે, તપાસી દેહ તારાની
પછીથી મીષ્ટ સરબત, કરી શરૂઆત ધારાની. ૨૭૫
શરાબોની ભરી પ્યાલી, કરી પીને અરે ખાલી
થયાં ગુલતાન તો તેમાં, પરસ્પર પાઇને પ્યાલી. ૨૭૬
પછી રંગે રમે જ્યારે, થયો ત્યાં રામશંકર તો
છતો થાતાં વદ્યો વાણી, કરીને ક્રોધ અંતરતો. ૨૭૭
રામ૦-હવે ના જીવતાં મૂકુ, કરો આ કૃત્ય શાં કાળાં
નજરથી આ નિહાળીને હવે ચક્ષુ ખુલ્યાં મારા. ૨૭૮
કર્તા-નિહાળી દૃષ્ય આ તારા, ભજાવ્યો વેશ તો પુરો
પડી શબવત્ મીચી નેત્રો, ભજાવ્યો વેશ તો પુરો ૨૭૯
વૈદ્ય-પછીથી વૈદ્ય તો બોલ્યા, અચીંતા આમ અકળાવો
તમોને જોઇને તારા, અચેતન જો થઇ આવો ? ૨૮૦
હતું જ્યાં દર્દ ભારે ત્યાં, હતો કરતો ચીકીત્સા હું
તમોને વહેમ શું આવ્યો, હું તો છું તાત તારાનો. ૨૮૧

સતી તમ સુંદરી એ છે, પતિ તમ ભાગ્યશાળી છો
મહકતી ફુલવાડીના, તમો ભોગીજ માળી છો. ૨૮૨
તમોને વહેમ જો આવે, હવે અહિંઆ નહિ આવું
તમારે સુજતું કરજો, નથી ઔષધ હવે પાવું. ૨૮૩
કર્તા—કહીને વૈદ્ય તો ચાલ્યા, અતિશે કંપતી કાયે
અતિ વાચાળ વાણીએ, હજુએ જીવતા જાયે. ૨૮૪
ગયા છે વૈદ્ય જાણીને, હવે તારા જરા જાગી
ઉઘાડી નેત્રને નીરખે, પતિ ઉભો છે હિણુ ભાગી. ૨૮૫
પતિ મારા કહી વળગી, પતિના કંઠમાં જોરે
વળી આંસુ ઉનાં લાવી, રડી ઉભી રહી કોરે. ૨૮૬
તારા—પછીથી તે વદી વાણી, પતી મારા તમો નીરખી
અશક્તિ અંગમાં પુરી, છતાં એ હું ઘણી હરખી. ૨૮૭
મુને વૈદ્યે પીવાડીતી દવા કંઇ ઘેનની આજે
પછીથી શું થયુ સુજને, રહ્યું ના ભાન તે આજે. ૨૮૮
કર્તા—નીખાલશ વાણી તારાની, સુણીને રામશંકર તે
હવે મનમાં ઘણું હરખ્યો, નથી કંઇ પાપ અંતરતો. ૨૮૯
રામ૦—સતી તું છે સલુણીઓ, નથી કંઇ દોષ તારામાં
હતો એ વૈદ્ય એવા તો, છતાં ના દોષ તારામાં ૨૯૦
બીજો હું વૈદ્ય લાવું છું, બધું એ દર્દ તે કહાડે
ફીકર ના તું કર વ્હાલી, બધું એ દર્દ મટાડે. ૨૯૧
બોલાવ્યો વૈદ્ય ત્યાં બીજો, દવા કડવી પીવાડી જ્યાં
થઇ દીન એકમાં સાજી, અકારી એ દવાથી ત્યાં. ૨૯૨

રમણુ જે રામશંકરનો, ખરેખર મીત્ર છે પ્યારો
પડી જુઠો ઘડી ઘડીએ, થયો તેતો અકારો છે. ૨૯૩
રમણુ–રમણુ વિચારતો કરતો, પુરો કમબખ્ત હું થાતો
પડી જુઠો ઘડી ઘડીએ, બધો વિશ્વાસ તો જાતો. ૨૯૪
ઘડું હું ઘાટ કંઇ એવો, કદી પકડાય જો તારા
મનવું રામશંકરને, પડે પાસા છતા મારા. ૨૯૫
અરે તારા તણી સહીઅર, ખરેખર એક છે રેવા
ફસાવી તેહને ફોડું, કરી હું સાધના રેવા. ૨૯૬

# અનોખી મીત્ર ફરજ.

કર્તા–બીજો એક મીત્ર પોતાનો, રમણે આજ બોલાવ્યો
જરૂરી કામ વિચારી, જતાં સંદેહ તે આવ્યો. ૨૯૭
રણુમ–બેસાડી પાસને બોલ્યો, રમણુ કહે મીત્ર ઓ મારા
ગમે તો હામને દામે, ફસાવી લાવને તારા ૨૯૮
મળો ને જઇ તમો રેવા, બધો એ ઘાટ બેસાડે
સીફારસ તેહની લઇને, કરો યારી જઇ ભાડે. ૨૯૯
મીત્ર–વદ્યો મીત્ર રમણુનો ત્યાં, ફીકર નાના કરો તેની
અહિંથી જાઇને આજે, ખબર તો લઇશ હું તેની. ૩૦૦
કર્તા–કહીને મીત્ર રમણુનો, જઇ રેવા ગૃહે મળીઓ
દઇને દામની આશા, બધો એ ઘાટ તો ઘડીઓ. ૩૦૧
હવે તારા ગૃહે જાતો, ગૃહેના રામજી હોયે
રમી જારી પળે પાછો, છતાંના દેખતું કોયે. ૩૦૨

અનુક્રમ એ રીતે ચાલ્યો, ઘણા દીનો રૂડા રીતે
પરંતુ રામશંકરને, હવે કંઇ લાગતું ચીતે. ૩૦૩
ચીકીત્સા રાખતો કંઇએ, પુઠે તારાતણી ફરતો
જતો કંઈ બાહાર બાજારે, ઓચીંતો આવતો વાળતો ૩૦૪
છતાં પકડાય ના તારા, ચતુર એતો ચતુરા છે
બતાવીને ઘણાં બ્હાનાં, છુટી જાતી ચતુરા તે. ૩૦૫
ગયો છે રામશંકર તો, રમણને ઘેર તો વહેલો
તહાં તો યાર તારાનો, હતો એ આવીઓ પહેલો. ૩૦૬
રમણ–સુણે છે રામશંકર તો, છતાં તેને રમણ પૂછે
કહે તું વાત તારાની, તહાં બીના બનીશું છે ! ૩૦૭
યાર–કહે છે યાર તારાના, સુણો ઓ મીત્ર તો મારા
હમેશાં જાઉં છુ હું તો, ગૃહે રમવા હવે તારા. ૩૦૮
ઘણા દીનો રમ્યો રંગે, ફીકરના કાંઇ થાતીતી
હવે તેના પતિ કેરી, કફા દ્દષ્ટિ જણાતીતી. ૩૦૯
છતાં તારા નહિ ડરતી, મુને ડર એજ લાગે છે
ભીડે તે હામ પણ અબળા. હવે તો હામ ભાગે છે. ૩૧૦
કર્યો છે વાયદો કાલે, જવાનો ઘેર તારાને
થશે ત્યાં શી ગતી મારી, પુછુંછું જીવ મારાને. ૩૧૧
રમણ–રમણલાલે સુણી વાણી, કહ્યું તેને વળી એવું
ભલે તું જાયજો ભાઇ, મુને કહે જે બન્યુ જેવું. ૩૧૨
કહી સારૂ ઉઠયો ત્યાંથી, હવે એ યાર તારાનો
રામ–વિચારે રામશંકર તો, બધો આ યોગ તારાનો. ૩૧૩

જરૂર કાલે હવે લેવો, અને પકડી વળી આને,
કરૂં હું પાંસરી તારા, ખરા જાણી તણા બ્હાને. ૩૧૪
કર્તા–ગયો તે ઘેર ઉઠીને, વીતાવી રાત્રી ચીંતાએ
સવારે ઉઠીને બેઠો, ગૃહેથી બ્હારના જાએ. ૩૧૫
ઉભો છે ચાર તારાનો, દુરેથી દેખતી તારા
નિહાળી રામશંકરને, બોલાવી ના શકી તારા. ૩૧૬
હવે તે બ્હાર નીકળીને બતાવ્યું સાનમાં તેને
જઈ સંડાસમાં પેસો, મૂકીને આવું હું તેને. ૩૧૭
ગયો તે સાનમાં સમજી, ગયો સંડાસમાં પેસી
ન જાણે કોઈ તેવેથી, છુપી રીતે ગયો બેસી. ૩૧૮
તારા–હવે તારા ગઈ ઘરમાં, કહે છે રામશંકરને
તમો રસોઈ સાચવજો, જઉં સંડાસ અંદરને. ૩૧૯
કર્તા– ભરોંસે રામશંકર તો, જઈ બેઠો રસોડે તો
અહિં તારા હવે હેતે, ગઈ છે યાર સોડે તો. ૩૨૦
રમીને યાર સહુ રંગે, હવે તો નીકળી તારા
પણે યારે થઈ નિર્ભય, ગણ્યા હેતેથી અગીઆરા. ૩૨૧
ગયો રામશંકર તો, રમણને ઘેર તો સાંજે
અરે ત્યાં યાર તારાનો, કરી વાતો રહ્યો મોજે. ૩૨૨
રમણ–રમણે વાત તો પૂછી, અરે એ યાર તારાનો
કહે તું શું બન્યું આજે, તુને સોગન મારા છે. ૩૨૩
યાર– વદ્યો ત્યાં યાર તારાનો, પુછો છો તો કહું છું હું
અરેખર વાયદે ત્યાં તો, બીતાં બીતાં ગયો તો હું ૩૨૪

પતિ તેનો હુતો ભડવો, ભમાવી તેહને પુરો
રસોડ તેહની રાખી, મુને સંડાસમાં પૂર્યો. ૩૨૫
પછી સંડાસને બ્હાને, મળી મુને ગઇ તારા
પતિની આંખમાં નાંખ્યા, અહાહા ? જીવતા લ્હાળા. ૩૨૬
રમણ—સુણી હરખ્યો રમણ મનમાં, વળી પૂછ્યું વધારેનું
જવાનું કાલ તારે શું, દીધું શું તેહનું બાનું. ૩૨૭
ચાર—વદ્યો ત્યાં ચાર તારાનો, સુણી લે મીત્ર તું મારા
સુમારે બાર વાગ્યાનો, કર્યો છે વાયદો તારા. ૩૨૮
જવાનો હું જરૂરે તો, અહાહા ? વાયદે પુરે
અરે ના જાઉં જો હું તો, જરૂરે તે મરે ઝૂરે. ૩૨૯
કર્તા—કહીને એટલું ઉઠયો, ગયો છે ચાર તારાનો
હવે એ રામજી કેરી, સ્થીતી શી થઇ બીચારાની. ૩૩૦
રમણલાલે ટકોર્યો છે, સતીની આ ગતી સારી
અરે ઓ રામશંકર શું ? સતી તારા ઘણી સારી. ૩૩૧
નીચું ઘાલી રહ્યો પોતે, અરેરે રામશંકર તો
ઉઠી આ કૃત્યની જ્વાળા, બળ્યું દુખેથી અંતર તો. ૩૩૨
સુણીને મીત્રની વાણી, ગયો છે રામશંકર તો
ગૃહે તે જઇ સુતો પોતે, બળે છે આજ અંતર તો. ૩૩૩
વિચારી તે સુતો ઘરમાં, સવારે તે ઉઠયો વહેલો
બધુંએ કર્મ આટોપી, થયો તૈયાર તે પહેલો. ૩૩૪
વખત જ્યાં બાર વાગ્યાનો, થવા આવ્યો અરે ત્યારે
જઇને રામશંકર તો, અરે બેઠો જઇ બ્હારે. ૩૩૫

સજી હથીઆરને બેઠો, અરે એ ચાર જોવાને
તહાં તારા ચીસો પાડી, વળી લાગીજ રોવાને. ૩૩૬
ઉઠીને રામશંકર તો, વળી ઘરમાં જઇ જુવે
પડી તારા ઘસે ચરણો, બુમો પાડી ઘણું રૂવે. ૩૩૭
અરેરે જીવ આ જાશે. હવે ના આમ રહેવાયે
દવા દારૂ કરો કંઇએ, અરે ના કષ્ટ સહેવાયે. ૩૩૮
મુને છે પેટની આશા, પડી આ ગર્ભ તો જાશે
અરેરે સાઠ વરસે પણ, નહિ સંતાન શું થાશે. ૩૩૯
પતિ મારા હવે દોડો, ઇલાજી કોઇ જો હોયે
બોલાવી લાવજો તેને, ટકે આશા કદી જોયે. ૩૪૦
અહિંથી હાંક મારીને ગૃહે જો હોય પાડોશણ
કરે આશ્વાસના મારી, પછી જાજો બીજે તો પણ. ૩૪૧
રામ–સુણીને રામશંકર તો, કરે વિચાર મન માંહી
જરૂરે વાત આ સાચી, મુકુ પાડોશીને આંહી. ૩૪૨
અહિં પાડોશીને રાખી, બીજે હું જાઉં બોલાવા
બધી એ વાત સાચી છે, પછી સંદેહ શા ખાવા. ૩૪૩
કર્તા– ઉભો રહી બારણે પોતે, પછીથી હાંક મારી છે
સુણી પાડોશની સ્રીએ, વળી વાણી ઉચારી છે. ૩૪૪
અરે આવી તહાં દોડી, પહેરીને નવી સાડી
જઇ તારા કને બેઠી, વળી તે ઘુંઘટો કાઢી. ૩૪૫
પછીથી રામશંકર તો, ગયો છે દાઇ બોલાવા
અહિં પાડોશીને તારા, રમે કાવા અને દાવા. ૩૪૬

હતો સ્ત્રી વેશમાં પોતે, અરે એ ચાર તારાનો
રમ્યાં છે બેઉ ત્યાં રંગે, તજી વિચાર સારાનો. ૩૪૭
હવે જ્યાં રામશંકરનો, થયો છે વખ્ત આવ્યાનો
તહાં તો ચાર તારાનો, થયો તૈયાર જાવાનો. ૩૪૮
રપુચક તે થયો ત્યાંથી, પહેલાં રામશંકરના
હવે ત્યાં રામશંકર તો, બોલાવી દાઇને આવ્યાં. ૩૪૯
તારા–કરીને ડોળ તારાએ, કહ્યું સારૂં થયું મુને
તમારો હાથ છે સારો, પડયો છે ફેર તો મુને. ૩૫૦
દાઇ૦–ખુશી દાઇઆણુ થઇ બેલી, મને ઇનામ તો આપો
અતિશે પુન્યના તાપે, તમારાં છે બળ્યાં પાપો. ૩૫૧
કર્તા–દઇ શીરપાવ સારો તો, કરી વિદાય તેને તો
થઇ ફરતી અને હરતી, થયું તું દુખ જેને તો. ૩૫૨
ખબર કહેવા ગયો સાંજે, રમણને ઘેર ઉલાસે
તહાં તો ચાર તારાનો, હતો બેઠો વળી પાસે. ૩૫૩
ગયો જ્યાં રામજી ત્યાં તો, રમણે વાત ઉપાડી
કહે તારા ગૃહે જાતાં, થયું શું વાત કહે માંડી. ૩૫૪
ચાર–વધો ત્યાં ચાર તારાનો, પતિ તારા તણો પાજી
ગયો સ્ત્રી વેશમાં હું તો, થયો તે જોઇને રાજી. ૩૫૫
પતિને છેતરી કાઢયો, અરે દાઇઆણુ બોલાવા
અમે રંગે રમ્યાં અહિંયાં, કરી કાવા અને દાવા. ૩૫૬
બોલાવી દાઇને આવે, પહેલાં હું પડયો પંથે
પછી તારા તણી તેના, કરી સેવા હશે કંથે. ૩૫૭

રમીને આમ રંગેથી, અરે હું આવીઓ આંહી
કહ્યું સાચું ખરેખર આ, જુઠું ના લેશ તે માંહી. ૩૫૮
વળી કાલે જવાનું છે, સમી સાંજે અરે ત્યાં તો
જઇશું ઘેર તારાને, કસી ના બીક છે જ્યાં તો. ૩૫૯
કર્તા–કહીને આટલું ઉઠયો, અરે એ યાર તારાનો
ખરેખર રામશંકરને, પતિ જાણે ન તારાનો. ૩૬૦
રામ૦–સુણીને રામશંકરને, રૂવાટાં છે થયાં ઉભાં
અતિશે ઝેરનો વચનો, હવે તારા પરે છુટયાં. ૩૬૧
અરે ઓ પાપણી નારી, પતિવૃત દાખતી તું તો
સતીના સંખણી તું તો, પ્રપંચી તું ખરી છું તો. ૩૬૨
કર્તા–ગયો છે ઘેર તો રોષે, કહ્યુ ના કાંઈ નારીને
વિતાવી છે નીશા કેમે, બધું રાખ્યું વિચારીને. ૩૬૩
રામ૦–કહ્યું છે રામશંકરે, સમી સાંજેજ તારાને
સુવાહું જાઉં છું આજે. બોલાવ્યો મિત્ર મારાએ. ૩૬૪
કહીને એટલું ચાલ્યો, ગયો ફરવા બજારે એ
કર્તા–અરે ત્યાં યાર તારાનો, ખડો આવી થયો ત્યાંએ ૩૬૫
રમે આ બેઉ જ્યાં જારી, દીઠાં એ રામશંકરે
હળાહળ ક્રોધ છે વાપ્યો, કર્યો વિચાર અંતરે. ૩૬૬
હવે આ બેઉને ઘરમાં, પુરી સળગાવી દઉં હું તો
કદીએ નીકળી નાસે, રહું હું બારણે હુ તો ૩૬૭
ફરી વિચાર તે એવો, જઇને આગ મૂકી છે
અગાડી ઘર હવે હાથે, દયા દીધી જ મૂકી છે. ૩૬૮

વળી ઘર આગળે આવી, અરે સાંકળ દીધી વાસી
સપાટો આગનો જોઇ, હુવે તારા ગઇ ત્રાસી. ૩૬૯
તારા–વદી ત્યાં અર્ત વાણીથી, અરે ઓ નાથ મારા છો
કર્યો શો કોપ તો આજે, અરે શો દોષ દારાનો. ૩૭૦
બચાવો નાથ દારાને, તમારી કીંકરી હું છું
ગુના કીધા હુજારો તે, બધાએ હું કબુલું છું. ૩૭૧
અરે ઓ નાથ ના લેશો, અરે નીર્દોષ સ્રી હત્યા
બચાવો નીકલી મુને, નકામી ના કરો હત્યા. ૩૭૨
કદી દોષીત હું હોતું, મુને ત્યાગી તમે દેજો
ભલે કડકા કરી દેજો, ગમે તે દંડ તે દેજો. ૩૭૩
અરે પણ જીવતી કાઢો, નકામી ના મુને બાળો
પતિ મારા વિચારોને, મળે ના લ્હાવ કંઇ સારો. ૩૭૪
કર્તા–સુણી આ રામશંકર ને, દયા છે અંતરે આવી
ઉઘાડી બારણું દીધું, બચાવી નારીને લીધી. ૩૭૫
તારા–અરે એ બહાર નીકળીને, વદી તારા હવે હેતે
• બળે કપડાં તણી પેટી, પતિ જો કાઢીએ તો તે. ૩૭૬
અરે એ પહેરવા ચાલે, બીજાં લાવવાં પડશે.
બળી સાધન ગયાં હાવે, ઘણી અડચણ હવે નડશે. ૩૭૭
કર્તા–ગળે તો રામશંકરને, ઉતર્યું વેણ તારાનું
જઈ પેટી લીધી માથે, કહ્યું માનીજ તારાનું. ૩૭૮
ઉપાડી બહાર તે લાવ્યો, લઇ ત્યાંથી ગયા આઘાં
અરે ત્યાંથી ગયાં નાસી, બન્યા તે હોય જ્યમ બાઘાં ૩૭૯

હતા પેટી મહી છુપે, અરે એ ચાર તારાને
અતિશે ત્રાસથી તેને, ઉડયો જીવડો બિચારાનો. ૩૮૦
અતિશે તાપના જોરે, છુટયો પેસાબ તો તેનો
અરે તે પેટીને વીંધી. વળી તે ઉતર્યો રેલો. ૩૮૧
અરે મુખમાં જઈ જોતાં. પડયું તે રામશંકરને
વળી તે સ્વાદમાં ખારૂ, વિચારી આપ અંતર તે. ૩૮૨
રામ૦–કહે છે રામશંકર તો, અરે તારા કહે શું આ ?
પ્રવાહી કાંઈ ખારો આ, ભર્યો પેટી મહી શું આ. ૩૮૩
તારા– વદી તારા વિચારીને, પતિ માગ નથી કાંઈ
હતી ગુલાબજળ શીશી, ઢળી તે વીણ નહિ કાંઈ ૩૮૪
કર્તા-અરે એ રામશંકરનો, તજાવ્યો વહેમ તારાએ
મૂકી એકાંતમાં જઈને, અરે એ પેટી તારાએ. ૩૮૫
ગયો છે રામશંકર તો, મૂકી અહિં એકલી તારા
ઉઘાડી ચારને કાઢયો, શુકન જોઈ ઘણા ન્યારા. ૩૮૬
કર્યું છે ભસ્મ બાળીને, અરે હાથે કરી ઘર તો
અરે તેથીજ તે પોતે, નથી પસ્તાવ તો કરતો. ૩૮૭
સવારે ઘર બીજુ રાખ્યું, અરે ભાડા તણું ત્યાં તો
ગયો છે બેસવા સાંજે, રણુમ આવાશ છે જ્યાં તો. ૩૮૮
ખરે કૌતક તહાં દીઠું, જલાવ્યો ચાર જે ઘરમાં
દીઠો આવી અહિં બેઠો, રમણના આજ તે ઘરમાં. ૩૮૯
રામ૦–રમણલાલે વળી પૂછયું, કહે શું શું બન્યું કાલે ?
વિગત માંડી કહે મુજને, મજા કેવી પડી કાલે. ૩૯૦

યાર–કહે છે યાર તારાનો, ગયો ધંધો હેવે ભુલી
અરે મુજ માટ ઘર બાળ્યું, ગયો એ સુખ હું ભુલી ૩૯૧
બચાવ્યો પેટીમાં ઘાલી, ઉપાડાવી પતિ માથે
થયો પેસાબ ત્યાં મારો, ગણ્યું ગુલાબજળ સાથે. ૩૯૨
હવે ના જાઉં હું ત્યાં તો, મુને પસ્તાવ થાયે છે
સમય એ સાંભરી મુને, હજુ કંપારી આવે છે. ૩૯૩

## તારા તારાજ કરતાં રામશંકર રામશરણ

કર્તા–સુણી છે રામશંકરે જહાં આ વાત કાનેથી
જઈને ઘેર તારાનો, કરૂં હું ઘાત હાથેથી. ૩૯૪
ગયો તે ઘેર ધારીને, ઉતાવળથી જમી લીધું
પછીથી મારવા તારા, બધું સાધન સજી લીધું. ૩૯૫
અચાનક રામશંકરને, તહાં ચકરી વળી આવી
ચીસો કંઇ કારમી પાડે, હવે પહુંચી ઘડી આવી. ૩૯૬
રામ૦–હવે તો રામશંકરે, બધું જાણી લીધું બ્હાનું
મુને આ ઝેર તો દીધું, પુરૂં તેં વેર તો વાળ્યું. ૩૯૭
અરે ઓ પાપણી નારી, તુને પડશે હવે કીડા
જશે તું જીવતાં નરકે, થશે એવી તુને પીડા. ૩૯૮

## પ્રપંચી પ્રતિવૃતાનો અંતકાળ.

કર્તા–ગયો સ્વર્ગે કહી એવું, અરે એ રામશંકર તો
હવે રહી એકલી તારા, વિચારે આપ અંતર તો. ૩૯૯
કુકર્મે કંઇ વધી તારા, થઇ રોગીષ્ટ પરિણામે

થઇ ગરમી તણી ચાંદી, ગઇ વ્યાપી વળી રોમે- ૪૦૦
પરૂને લોહી તો વહેતું, સુકોમળ અંગ જે રહેતું
અતિ ગંધાય દુર્ગંધે, નથી એ દુઃખ સ્હેવાતું. ૪૦૧
સડી ગઇ ચામડી સરવે. ગઇ શકિત ઉઠયા કેરી
નથી કોઈ આવતું પાસે, ઉજડ તેની થઇ શેરી. ૪૦૨
પોકારી પાણી માગે છે, છતા ના કોઇ આવે છે
થયા અન્નવિણુ પણુ લાંધા, ન કોઇ કાંઇ આપે છે. ૪૦૩
અરેરે એવી તારાનો, ગયો જીવ તો વળી નરકે
પડયો છે દેહ તો આંહિં, ગયો જીવ તેહનો નરકે. ૪૦૪
પડયું છે શબ તારાનું, છતાં ના આવતું કોઇ
અતિ દુર્ગંધથી ત્રાસે, રહે દુરે રહી જોઇ. ૪૦૫
વિચારો વાચકો મારા, વળી તારા વ્યભિચારે
લઇ તારા પુરો બદલો, સીધાવી નર્કને દ્વારે. ૪૦૬
કહે કઠલાલકર એવું, કરી અનર્થ આનો ના
સહું કો સાર તો લેજો, મુને કો દોષ દેશો ના. ૪૦૭



સોળ વરસની સતી આ ચિત્રના ભેદ તમોને જરૂર બતાવશે.



ભાગ ૧ થી ૨૦ રૂ. ૧)

( જહુલાલ એન ચોકસી નડીઆદ. )